सौतिरुवाच–

एतन्महासेनमुखाज्जनिःसृतं सावर्णिरा-
पीय वचोमृतं सः । चकार भक्तिं वसुदेव-
नन्दने नराकृतिब्रह्मणि सर्वमङ्गले ॥३१॥

સૂત પુરાણીના પુત્ર ઉગ્રશ્રવા શૌનકાદિ મહર્ષિઓ પ્રત્યે કહે છે–હે મહર્ષિઓ! કાર્તિક સ્વામીના મુખથકી નીકળેલું આવું વચનામૃત સાવર્ણિઋષિ સાદર સાંભળીને, સર્વકોઇનું મંગળ કરનારા નરાકૃતિ પરંબ્રહ્મ વસુદેવપુત્ર શ્રીકૃષ્ણની ભક્તિમાં તત્પર થયા ॥૩૧॥

यूयं च सर्वे निगमागमज्ञा ब्रह्मण्यदेवं
भजनीयमीशम् । भजध्वमेकं तमुदार-
कीर्तिं श्रीवासुदेवं निजधर्मसंस्थाः ॥३२॥

નિગમ આગમને જાણનારા તમે સર્વે પણ પોતાના ધર્મમાં વર્તતા થકા બ્રહ્મણ્યદેવ ઉદારકીર્તિ અદ્વિતીય સર્વસ્વામી ભજનીય તે શ્રીવાસુદેવનેજ ભજો ॥૩૨॥

गोलोकधामपतये प्रकाशचयमूर्तये ।
नमोऽस्तु वासुदेवाय भक्त्यानन्दविवृद्धये ॥३३॥

इति श्रीस्कन्दपुराणे एकाशीतिसाहस्र्यां संहितायां वैया-
सिक्यां विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये ग्रन्थसंप्रदाय-
प्रवृत्तिनिरूपणनामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

ગોલોક ધામના અધિપતિ, પ્રકાશમય મૂર્તિ જેમની છે એવા તમને વાસુદેવ ભગવાનને આનંદની વિશેષ પ્રાપ્તિ માટે અતિપ્રેમથી હું પ્રણામ કરૂં છું ॥૩૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે એકાશીતિસાહસ્ર્યાં સંહિતાયાં વૈયાસિકયાં વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ગ્રંથસંપ્રદાયપ્રવૃત્તિનિરૂપણનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

श्रीवासुदेवमाहात्म्यं सम्पूर्णम् ।